

realpatidar.com

# શ્રી અખીલ કચ્છ કડવા પાટીદાર સમાજ

## "પાટીદાર વિદ્યાર્થી ભવન"

નખત્રાણા-કચ્છ.

તા. ૩-૫-૧૯૬૦ સુધીનો

# અહેવાલ અને હિસાબ

પ્રકાશક : શ્રી અખીલ કચ્છ કડવા પાટીદાર સમાજ વતી

શ્રી પરબતભાઇ લખુભાઇ પટેલ. પ્રમુખ.

શ્રી કરશનભાઇ શીવદાસભાઇ પટેલ. મંત્રી.

realpatidar.com

Real Patidar
Unravel Truth
Digitally signed by realpatidar.com
DN: cn=realpatidar.com, c=IN, o=realpatidar.com, email=mail@realpatidar.com
Reason: I have reviewed this document
Date: 2025.04.28 18:58:30 +05'30'



realpatidar.com

# શ્રી અખીલ કચ્છ કડવા પાટીદાર સમાજ

## “પાટીદાર વિદ્યાર્થી ભવન”

નખત્રાણા-કચ્છ.

You can resize and move this box in any PDF Application like Adobe Acrobat Reader

For page numbers, see the page footer. Page numbers are in 'Page x of y' format
For Reference See Pages: 2, 3, 4, 5, 6, 7

તા. ૩-૫-૧૯૬૦ સુધીનો

# અહેવાલ અને હિસાબ

પ્રકાશક : શ્રી અખીલ કચ્છ કડવા પાટીદાર સમાજ વતી

શ્રી પરબતભાઇ લખુભાઇ પટેલ. પ્રમુખ.

શ્રી કરશનભાઇ શીવદાસભાઇ પટેલ. મંત્રી.

realpatidar.com

realpatidar.com

# એડહોક કમિટિના હોદ્દેદારો.

પ્રમુખઃ- શ્રી પરબત લખુભાઈ
ઉપ પ્રમુખઃ- ,, સીવદાસ કાનજી
મંત્રીઃ- ,, કરસન સીવદાસ
સહમંત્રીઃ- ,, વિશ્રામ કાનજી
ખજાનચીઃ- ,, ભીમજી કેશરા

═

# સક્રિય સભ્યો.

૧ શ્રી નારાયણ શીવજી
૨ ,, હીરજી કેશરા
૩ ,, અરજણ રામજી
૪ ,, લાલજી દાનાભાઈ
૫ ,, લાલજી સોમજી
૬ ,, ખીમજી નાગજી

═

-:બાંધકામ ખાતાના સુપરવાઇઝરઃ-

૧ શ્રી કરશન ઉકેડા

realpatidar.com

realpatidar.com

# શ્રી અખીલ કચ્છ કડવા પાટીદાર સમાજ.

## ભુજ – માંડવી વાડીઓ તથા નખત્રાણા વિદ્યાર્થી બોર્ડીંગ સબંધે—

# ટુંક અહેવાલ

ભારતના એક ગરીબ અને અણુવિકસીત પ્રદેશના રહેવાસી આપણે પાટીદાર લોકોની મુખ્ય આજીવિકા ખેતી છે. ચીર કાળથી પરિશ્રમ પર આપણી અગાધ શ્રદ્ધા રહી છે. પરંતુ દુષ્કાળ અને રાજતંત્રિય શાસનની મુસીબતોને કારણે શૈક્ષણિક, આર્થિક અને સામાજીક ક્ષેત્રોમાં આપણે ઉન્નતિ પ્રાપ્ત કરી શકયા નહિ.

સ્વતંત્રતા મળ્યા પછી ઇશ્વર કૃપા તથા નવી વિકાસ યોજનાઓથી ખેતીના કામમાં સહાયતા મળી. તથા અમુક લોકોએ કચ્છ બહાર જઇ વ્યાપાર ધંધામાં સફળતા મેળવી જેથી આપણી સુપ્ત આકાંક્ષાઓ જાગૃત થઇ.

આ સમય દરમ્યાન આપણી જ્ઞાતિના હિતેચ્છુ અને ચાહક પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજી તરફથી શૈક્ષણિક ક્ષેત્રે પ્રગતિ સાધવા માટેની પ્રેરણા મળતી રહી એ રીતે ઇશ્વર કૃપા, સાનુકુળ સંજોગો અને પૂજ્ય મહારાજ શ્રી ઓધવરામજીના આશિર્વાદથી સમાજમાં શિક્ષણ ક્ષેત્રે વિકાસ સાધવાની ઉત્કંઠા જાગી.

જણાવતાં આનંદ થાય છે કે કચ્છ અને કચ્છ બહાર ભારત ભરમાં વસતા આપણા ભાઇ–બહેનોનાં સહકારથી ભુજ અને માંડવીમાં પાટીદાર વાડીઓ તથા નખત્રાણામાં પાટીદાર વિદ્યાર્થી ભવન નામનું એક વિશાળ મકાન બાંધવામાં આવ્યું છે.

આ કાર્યો કરવા માટેની પ્રથમ શરૂઆત ઇશ્વરનગર ખાતે શ્રી ઉમિયા માતાજીના ઉત્સવ નિમીત્તે રામનવમીના રોજે સૌ જ્ઞાતિ ભાઇઓ પધાર્યા હતા. ત્યાં સામાજીક ઉન્નતિનાં સક્રિય કાર્યો કરવા માટેની પ્રાથમિક વિચારણા કરવામાં આવી હતી જે પરથી ત્યાર બાદ

realpatidar.com

realpatidar.com 

કોટડા ગામે સમાજના દરેક આગેવાનોની એક સભા શ્રીમાન ભીમજી કેશરાનાં નિવાસ સ્થાને મળી હતી. જ્યાં ચર્ચા-વિચારણા કરી ઉપરોક્ત કાર્યો કરવા માટે એક એડહોક કમિટી નિમવામાં આવી હતી.

પ્રથમ ભુજમાં સમાજના ભાઈ-બહેનોની સગવડતા માટે એક મકાન ખરીદવામાં આવ્યું જે સમયે સમાજનું કંઈ ફંડ ન હતું છતાં પણ આપણા આગેવાનોએ પોતાના અંગત નાણા રોકી સમાજ માટેની આ વાડી ખરીદી.

ત્યાર બાદ સમાજ માટે એક મોટું ફંડ હોવું જરૂરી જણાયું અને તે માટે શ્રીમાન ભીમજીભાઇ કેશરા મુંબઇ ગયા ત્યાં મુંબઈની સમાજના કાર્યકરોની એક સભા બોલાવી ફંડ માટેની ચર્ચા-વિચારણા કરી ફંડની શરૂઆત કરવામાં આવી.

ત્યાર બાદ શ્રીમાન ભીમજીભાઇ તથા મુંબઇથી શ્રીમાન શિવદાસભાઇ કાનજી નાગપુર ગયા અને ત્યાંના સમાજના ભાઇઓ પાસે આ કાર્યની રજુઆત કરી ફંડ નોંધવામાં આવ્યો.

ત્યાંથી શ્રી ભીમજીભાઈ કલકત્તા ગયા અને ત્યાં આપણા સમાજના ભાઇઓની સભા બોલાવી ફંડની શરૂઆત કરવામાં આવી.

આ રીતે મુંબઈ, નાગપુર અને કલકત્તા વસ્તા આપણા ભાઇઓ તરફથી આ કાર્યમાં પ્રસંશનિય સહકાર મળવાથી કાર્યકરોના ઉત્સાહમાં અનેરો વેગ આવ્યો. મુંબઇ, કલકત્તા અને નાગપુરનાં આગેવાનો ને ત્યાંના આજુબાજુના પ્રદેશોમાં રહેતા આપણા ભાઇઓ પાસેથી ફાળો નોંધાવવાની જવાબદારી સોંપી પાછા કચ્છમાં આવ્યા.

ત્યાર બાદ માંડવીમાં સમાજની વાડી માટે એક જગ્યા ખરીદવામાં આવી અને ત્યાં પણ સગવડતા મુજબ બાંધકામ કરવામાં આવશે.

સમાજના આ બધા વિશાળ કાર્યો કરવા માટે કચ્છમાં પ્રચાર કરવાની ખાસ જરૂરત જણાતાં શ્રીમાન ભીમજી કેશરા, શ્રીમાન નારાણ શીવજી, શ્રીમાન શીવદાસ કાનજી, શ્રીમાન પરબત લખુ વિગેરે એડહોક કમિટિના સભ્યો તથા શ્રી નથુભાઇ નાનજી વગેરે કાર્યકરોએ ગામો ગામ ફરી સમાજના કરવા ધારેલા કાર્યોની રજુઆત કરી જાગૃતિ આણી.

બાળકોના શિક્ષણ માટે પ્રાથમીક શાળાઓની સગવડતાઓ સરકારના સહકારથી લગભગ દરેક ગામોએ થઈ ગઈ પરંતુ પ્રાથમીક શિક્ષણ પુરું કર્યા બાદ માધ્યમીક તથા ઉચ્ચ શિક્ષણ મેળવવા માટેની સગવડોને અભાવે બાળકોનું શિક્ષણ અટકી જતું હતું. આ અગવડતાને નિવારવા તથા ભાવી પેઢીને શિક્ષણ ક્ષેત્રે આપણી આકાંક્ષાઓને અનુરૂપ બનાવવા

realpatidar.com

realpatidar.com

૬

માટે નખત્રાણામાં હાઈસ્કુલ હોવાથી એક આપણા સમાજની સગવડતાના હિસાબે નખત્રાણામાં એક બોર્ડીંગ માટે મકાન બનાવવાનું નક્કી કરવામાં આવ્યું.

બોર્ડીંગ માટે સરકાર પાસેથી ચો. વાર ૯,૧૯૬નો એક પ્લોટ કિફાયત ભાવે ખરીદવામાં આવ્યો તથા તેની બાજુનો એક પ્લોટ શ્રી પેથાભાઈ મુળજી પાસેથી ચો. વાર ૬,૪૧૩નો મામુલી કિંમતે ખરીદવામાં આવ્યો. એ રીતે બોર્ડીંગ માટે કુલ્લ ચો. વાર ૧૫,૬૦૯નો પ્લોટ ખરીદ કરવામાં આવ્યો.

આ પ્લોટમાં બાંધકામ કરવા માટે નીચે મુજબના ભાઈઓની એક બાંધકામ સમિતી નિમવામાં આવી.

| | | | |
|---|---|---|---|
| ૧ | શ્રી | નારાયણ સીવજી | વિરાણી |
| ૨ | ,, | શીવદાસ કાનજી | ,, |
| ૩ | ,, | કરશન સિવદાસ | ,, |
| ૪ | ,, | હીરજી કેશરા | કોટડા |
| ૫ | ,, | લાલજી દાનાભાઈ | નખત્રાણા |
| ૬ | ,, | લાલજી સોમજી | રવાપર |
| ૭ | ,, | અરજણ રામજી | ભુજ |

આ કમિટીના સલાહકાર તરીકે શ્રીમાન ભીમજીભાઈ કેશરાને નિયુક્ત કરવામાં આવ્યા.

આ બાંધકામ સમિતિએ મકાન બાંધકામના જાણકાર આપણી જ્ઞાતિના આગેવાન કાર્યકર શ્રી કરસન ઉકેડા દેશલપરવાળાને નિયુક્ત કર્યા.

બાંધકામની મજુરી કામનો કોન્ટ્રાકટર આપણી જ્ઞાતિના બાહોશ ખંતિલા એવા શ્રી કરમશી એન્ડ ભીમજી કું.ને આપવામાં આવ્યો.

આ રીતે દરેક કામની વ્યવસ્થિત રીતે રચના કરી બાંધકામની શરૂઆત ફેબ્રુઆરી ૧૯૫૮માં કરવામાં આવી. આ બાંધકામ પુરૂં કરવા માટે રાત-દિવસ સખત પરીશ્રમ લઈ બે વરસે એક સુંદર અને આલીશાન મકાનની રચના કરવામાં આવી જેનું ચીત્ર આ અહેવાલના મુખપૃષ્ઠમાં આપેલું છે.

ઉપરોક્ત સમય દરમ્યાન ભુજ મધ્યેની પાટીદાર વાડીમાં જુના રૂમો ઉપરાંત ૬ નવા રૂમો બાંધવામાં આવ્યા જે અત્યારની જોઈતી સગવડતાને સાચવવામાં પુરતા છે. આ ભુજની વાડીની બાજુમાં એક બીજો પ્લોટ પણ ખાલી હતો તે સમાજની ભવીષ્યની સગવડતાઓને પહોંચી વળવાના હિસાબે ખરીદી લેવામાં આવ્યો.

realpatidar.com

realpatidar.com



આ વાડીનો પરદેશ જતા-આવતા આપણા ભાઈ-બહેનો તથા ભુજની હોસ્પીટ... ઉપચાર માટે આવતા ભાઇ-બહેનો બહોળા પ્રમાણમાં લાભ લે છે.

## * "પાટીદાર વિદ્યાર્થી ભવન" (બોર્ડીંગ)ની રૂપરેખા *

પ્લોટમાં પશ્ચિમ બાજુ પુર્વ મુખ એક ૩૬૦ ફુટ લાંબુ એક મજલાવાળુ એક નીચે અને એક ઉપર માળવાળું વિશાળ મકાન બાંધવામાં આવ્યું છે. જેમાં એક રૂમમાં ચાર વિદ્યાર્થીઓ પુરી સગવડતા સાથે રહી શકે એવા ૪૮ રૂમ, નીચે અને ઉપર મળીને ચાર વિશાળ હોલ તથા એક કાર્યાલય માટેનો રૂમ બનાવવામાં આવ્યો છે.

પ્લોટમાં ઉત્તર બાજુએ દક્ષિણ બાજુ એકી સાથે ૪૦૦ વિદ્યાર્થી જમી શકે એવો સંપૂર્ણ સગવડતાથી ભરપુર મોટા હોલ, તે સાથે એક રસોઇ ઘર, એક રાશન રાખવા માટેનો કોઠાર રૂમ અને નળથી પાણીની સગવડતા સાથેનું એક વિશાળ મકાન બનાવવામાં આવેલ છે.

વિદ્યાર્થી ભવનની દક્ષિણ બાજુએ કુવો બનાવવામાં આવ્યો છે અને તે પર ઇલેકટ્રીક મોટર-પંપ બેસાડી પાણી માટેની સગવડતા કરવામાં આવી છે કુવાની બાજુમાં ન્હાવા-ધોવા માટે ૧૬ સ્નાનગૃહ પાણીના નળની સગવડતા સાથેના બનેલા છે.

વિદ્યાર્થી ભવનની સામે એક વિશાળ દરવાજો, જેમાં બન્ને બાજુ ઓટલા અને એક એક રૂમ બનાવવામાં આવેલ છે. આ બધી જગ્યાએ ઇલેકટ્રીક લાઇટની સગવડતા કરવામાં આવી છે.

આ પુરા પ્લોટને પાકી દીવાલથી ઘેરી લેવામાં આવેલ છે.

આપને આછો ખ્યાલ મળી રહે તે માટે ટુંકી રૂપરેખા રજુ કરી છે.

આ સંસ્થાઓનો આવક જાવકનો હિસાબ પાછળ આપવામાં આવેલ છે.

ઉપરોક્ત બાંધકામ સમય દરમ્યાન શ્રીમાન ભીમજી કેશરા, શ્રીમાન સીવદાસ કાનજી શ્રીમાન નારાણ શીવજી, શ્રીમાન કરશન ભીમજી તથા શ્રીમાન નથુભાઈ નાનજી વિગેરે ભાઇઓએ અથાગ પરિશ્રમ લઈ કચ્છના આપણા ભાઇઓના લગભગ દરેક ગામોમાં ફરી ફાળો નોંધાવવાનું કાર્ય કર્યું છે.

આ બધુ કાર્ય પુરું થઈ જતાં શાસ્ત્રીય વિધિથી તા. ૧૦-૮-૧૯૫૯નાં રોજે આપણા ઉત્સાહી યુવાન કાર્યકર શ્રી કરસન ભીમજીના શુભ હસ્તે વાસ્તુ મૂહુર્ત કરવામાં આવ્યું હતું.

આ વિદ્યાર્થી ભવનનું બાંધકામ થતું હતું તે દરમ્યાન ઘણા વિદ્યાર્થીઓ હાઈસ્કુલમાં અભ્યાસ કરવા માંગતા હતા. તેઓને રહેવાની સગવડતા નખત્રાણાના પશ્ચિમ વિભાગના

realpatidar.com

realpatidar.com



મંદીરમાં કરવામાં આવી હતી. અને તેની વ્યવસ્થા જાળવવા માટે નીચે મુજબ સમિતીની રચના કરવામાં આવી હતી.

| | |
|---|---|
| ૧ શ્રી નાનજી નારાયણ | ૨ શ્રી નથુભાઈ નાનજી |
| ૩ ,, ભાણજી પચાણ | ૪ ,, શીવગણ નાગજી |
| ૫ ,, ધનજી વિશ્રામ | |

ઉપરોક્ત સમિતીએ વિદ્યાર્થી ભવનમાં વિદ્યાર્થીઓ આવ્યા ત્યાં સુધી જવાબદારી ઉપાડી સહકાર આપ્યો હતો.

ગઈ તા. ૧૧-૨-૬૦ ના રોજે નાગપુર સમાજના પાટીદાર ભવનના ઉદ્દઘાટન પ્રસંગે કચ્છ તેમજ કચ્છ બહાર વસતા દરેક જગાના ભાઈઓ પધાર્યા હતા. તે પ્રસંગનો લાભ લઈ નાગપુરમાં આ બોર્ડીંગના ઉદ્દઘાટન કાર્યની પ્રાથમિક વિચારણા કરવામાં આવી હતી. અને સર્વે ભાઈઓને ઉદ્દઘાટન પ્રસંગે કચ્છમાં પધારવા અપીલ કરવામાં આવી હતી. જેને માન આપી આજના આપણા ઉદ્દઘાટન સમારોહમાં સહકાર આપવા પોતાના ધંધા રોજગાર છોડી કચ્છ બહારથી ઘણા ઉત્સાહી ભાઈ-બ્હેનો પધાર્યા છે.

આભાર.

ઉપર જણાવેલું કાર્ય વ્યવસ્થિત રીતે કરાવી પાર પાડવા બદલ એડહોક કમિટિના આગેવાન શ્રી પરબત લખુ, શ્રી ભીમજી કેશરા, શ્રી નારાયણ રામજી, શ્રી શીવદાસ કાનજી, શ્રી કરસન શિવદાસ, શ્રી લધા વિશ્રામ, શ્રી હિરજી કેશરા, શ્રી ખીમજી નાગજી, શ્રી વિશ્રામ કાનજી તથા શ્રી અરજણ રામજીએ તથા અન્ય કાર્યકરોએ રાત-દીવસ અથાગ પરીશ્રમ વેઠી આ સમાજના મહાન કાર્યોમાં જે સક્રિય ફાળો આપ્યો છે તે માટે આ સમાજ તેઓની સદા ઋણી રહેશે,

બાંધકામ સમિતિના સભ્યો પૈકી શ્રી લાલજી દાનાભાઈએ મકાનના નકશા બનાવી મકાનની સુંદરતા આણવા માટે પોતાની બુધ્ધિ અને શકિતનો લાભ આ સમાજને આપ્યો છે તે બદલ આ સમાજ તેઓનો લક્ષપુર્વકનો આભાર માને છે.

ભુજની વાડીની વ્યવસ્થાની દેખરેખ રાખવા તથા સમાજના દરેક કામમાં સહકાર આપનાર શ્રીમાન અરજણભાઈ રામજીનો આ સમાજ હૃદયપુર્વક આભાર માને છે

કચ્છમાં પ્રચાર કાર્યમાં તથા ફાળો ઉઘરાવવાનાં કાર્યમાં સક્રિય સાથ આપનાર શ્રી નથુભાઈ નાનજી તથા બીજા કાર્યકર ભાઈઓનો પણ સમાજ આભાર માને છે.

realpatidar.com

realpatidar.com



મુંબઇના આગેવાન કાર્યકરો પૈકી શ્રી શીવદાસ કાનજી તથા ખીમજી કચરા વિગેરે કાર્યકરોએ મુંબઇ પ્રાંત, મહેસુર, આંધ્ર, મદ્રાસ, દીલ્હી અને ગુજરાત વિગેરે સ્થળોએ પોતાના ધંધા રોજગાર છોડી લગભગ બે વર્ષના ગાળા દરમ્યાન ફાળો નોંધવવા જે પરીશ્રમ કર્યો છે તે બદલ તેઓનો તથા તેઓની સાથે રહી સહકાર આપનાર અન્ય સૌ ભાઇઓનો સમાજ હૃદયપુર્વકનો આભાર માને છે.

નાગપુર સમાજના પ્રમુખ શ્રી શીવજી જેઠાભાઇએ તથા તેઓની સાથે ત્યાંના આગેવાન કાર્યકરોએ મધ્ય પ્રદેશ, ઉત્તર પ્રદેશ, મુંબઇ પ્રાંત વિગેરે જગ્યાએ ફરી ફાળો નોંધાવવામાં જે મદદ કરી છે તે બદલ સમાજ તેઓનો હૃદયપૂર્વક આભાર માને છે.

કલકત્તાના શ્રી કરશનભાઇ ભીમજી તથા તેઓની સાથે ત્યાંના ઉત્સાહી ભાઇઓએ બંગાળ, બિહાર, ઓરીસા વીગેરે સ્થળોએ ફરી ફાળો નોંધવામાં જે સહકાર આપ્યો છે તે બદલ સમાજ તેઓનો હૃદયપુર્વક આભાર માને છે.

આ મકાનના બાંધકામ કરનાર કોન્ટ્રાકટર તથા મજુરી કરનાર ભાઈ–બહેનોનો સમાજ આભાર માને છે.

આ સંસ્થાના વિશાળ કાર્યો કરવામાં હજારો લોકોની સહાયતા અનેક રીતે મળેલી છે જે દરેકના નામ આપવા અસકય હોવાથી તેઓ સૌનો રદયપુર્વકનો આભાર માનવામાં આવે છે.

આ ઉદ્‌ઘાટન પ્રસંગે કચ્છ બહારથી જે ભાઇઓ પોતાના ધંધા રોજગાર છોડી આ કાર્યમાં સહકાર આપવા પધાર્યા છે તેઓ સૌનો સમાજ આભાર માને છે.

અંતમાં આત્મ કલ્યાણ અને જન કલ્યાણ એ વિધાદાન દ્વારા પ્રાપ્ત થાય છે. આવો અલભ્ય લાભ શાણા અને ઉચ્ચ કોટીના મનુષ્યો માટે નિર્માણ થયેલો છે એ વસ્તુને સત્ય સમજનાર ઉદાર આત્માઓ, પરમાત્માએ આપેલ બાળ પુષ્પોને કેળવણી આપી તે દ્વારા ઉદાર ચારિત્ર્ય અને સદ્‌ગુણોની સુવાસ દુનીયામાં પ્રસરાવવા પોતાના ઉદાર અને પ્રેમાળ અંતઃકરણથી તન, મન અને ધન દ્વારા વિધાદાન અને માનવ સેવાના કાર્યમાં હંમેશા સહકાર આપતાં રહી પોતાનું નામ અમર કરશે એવી આશા રાખવામાં આવે છે.

પરબત લખુ પટેલ
પ્રમુખ



realpatidar.com

realpatidar.com

# શ્રી અખીલ કચ્છ કડવા પાટીદાર સમાજ.

## તા. ૩-૫-૬૦ સુધીનો હિસાબ.

જ

૫,૭૦,૮૫૫=૫૩ શ્રી જનરલ ફંડ

૫,૬૬,૫૭૭=૦૦ નોંધાયલ ફાળાની વસુ-લાત થઇ તે. રસીદ નં. ૧૧૫૦ સુધી.

૪,૨૭૮=૫૩ વ્યાજના ફીકસ ડીપોઝીટ.

૫,૭૦,૮૫૫=૫૩

૫,૭૦,૮૫૫=૫૩

ઉ

૨,૬૧,૬૪૬=૧૬ શ્રી નખત્રાણા બોર્ડીંગ ખાતે

૨,૦૬,૧૭૬=૭૫ મકાન ખર્ચના

૫૫,૨૨૨=૮૧ મકાન બાંધ-કામ મજુરી પેટે કોન્ટ્રાકટરને.

૨૪૬=૬૦ કેશવજી ઓધ-વજી મુકાદમને દલાલી પેટે.

૨,૬૧,૬૪૬=૧૬

૪૮,૦૦૩=૩૪ શ્રી ભુજ પાટીદાર વાડી ખાતે.

૯,૮૨૭=૭૫ શ્રી માંડવી પાટીદાર વાડી ખાતે.

૩૮,૮૫૪=૬૯ શ્રી ખર્ચ ખાતે નીચે મુજબ.

૩૨,૪૨૩=૫૦ પરીષદ અને ઉદ્ઘાટન સમારોહ માટે આવેલ સમાનના.

૪,૦૦૦=૦૦ સામાન ખરીદવા માટે કરસન સીત્રદાસને રોકડા આપ્યા.

૨,૩૦૭=૧૯ વિદ્યાર્થી લોજીંગ ખર્ચ તથા માલ સ્ટોકના.

૧૨૪=૦૦ સ્ટેશનરી તથા પોસ્ટેજ.

૩૮,૮૫૪=૬૯

realpatidar.com

realpatidar.com

# ટુંક નિવેદન.



પરિષદ અને ઉદ્ઘાટન સમારોહનો અહેવાલ તથા ફાળામાં નોંધાયેલ રકમોની નામવાર યાદી ટુંક સમયમાં પ્રગટ કરવામાં આવશે.

પરબત લખુ પટેલ
પ્રમુખ

realpatidar.com

realpatidar.com

# પાટીદાર ભાઈ – બ્હેનોને વિજ્ઞપ્તિ.



ઈશ્વરે આપણને સાધન, સંપન્ન અને શકિતશાળી તેમજ બુધ્ધિમાન બનાવ્યા છે. આપણે એ રીતે ઇશ્વર કૃપાથી ઘણીજ શકિત ધરાવીએ છીએ. તો તેની ઉપયોગ સમાજના ઉન્નતિના કાર્યો કરવા અર્થેજ થવો જોઇએ.

આજ દિવસ સુધી આપણે મનુષ્ય જીવન બરાબર યોગ્ય રીતે જીવી ફરજ બજાવી શકયા છીએ કે કેમ? જ્ઞાતિનો ઉધ્ધાર કરવા આપણે શું કર્યું? વિગેરે હકિકત વિચારવાની છે અને આપણે પુરેપુરી ફરજ બજાવવામાં જ્ઞાતિના સદ્ઉપયોગના હરેક કાર્યો તથા સેવા કરવા તત્પર બનીએ તેમજ આપણા બાળકો પણ સમાજના એક અંગ તરીકે પોતાની ફરજ બજાવતા શીખે, ભાવના કેળવે અને સમાજના ભલામાજ પોતાનું ભલુ સમજે એવી કેળવણી આપવાની જરૂર છે.

આવી ઉચ્ચ કેળવણી મેળવવા માગતા આપણી જ્ઞાતિના ગરીબ બાળકોને વિદ્યાદાન આપી આપનું જીવન સાર્થક બનાવો અને પ્રભુએ અર્પેલ સંપત્તિનો સદ્ઉપયોગ કરો.

મુદ્રકઃ– એમ. આર. ગણાત્રા, મુદ્રણ સ્થાનઃ– ઓરીયન્ટલ પ્રીં. પ્રેસ, ભુજ.

realpatidar.com